# મેઘરાજાને વિનંતિ.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

શાહ. કેશવલાલ જમનાદાસ. પાલખીવાળા.

અમદાવાદ.

દોહરો.

મેઘરાય માનો હવે, સૃષ્ટિના સરદાર;
અરજી આ ઉરે ધરી, વરસો મુસળધાર.

અમદાવાદ.

શ્રી 'સત્યપ્રકાશ' પ્રિન્ટીંગ પ્રેસમાં શા. પ્રેમચંદ નહાલચંદ તથા
ડાહ્યાભાઈ શકરાભાઈ ગાંધીએ છાપ્યું.

સંવત ૧૯૬૭ સને ૧૯૧૧

આવૃત્તિ ૨ જી. પ્રત ૪૦૦૦.

મુલ્ય અડધો આનો.

# અર્પણપત્રિકા.



રંક મનુષ્યોનું રક્ષણ કરનાર અને આર્યોના અમુલ્ય ખજાનારૂપ ઢોરોને બચાવવા માટે જે વીરપુરૂષો પોતાના ધનનો સદુપયોગ કરે છે, તેવા ધર્માત્માઓને આ મારો લઘુગ્રન્થ પ્રેમપૂર્વક સમર્પણ કરૂં છું.

તે કૃપા કરી

સ્વીકારશોજી.

ઠે. લુણસાવાડ
મોટી પોળ.
અમદાવાદ.

લી. સેવક.
શા. કેશવલાલ જમનાદાસ.
પાલખીવાળા.

# મેઘરાજાનેવિનંતિ.

## ઈશ્વર સ્તુતિ.

### માલિની છંદ.

અભરણ ભરનારા હે વિભુ વિશ્વત્રાતા,
અકળબળ પ્રભુ તું પ્રાણીને પ્રાણદાતા;
હરિદુઃખ હરનારા જીવને મુક્તિદા તું,
સમરૂં શિવ નમાવી ગ્રંથ આરંભતાં હું.

( માન માયાના કરનારા રે ) એ રાગ.

ઉર ધારો અરજ ઉર ધારો રે, મેઘરાજા અરજ ઉર ધારો;
પાયલાગુ કૃપાળુ પધારો રે, નથી એકે ઉગરવાનો આરો. ટેક.
આશા રાખીતી હૈયે ઘણી પણ, દેખ્યો નિરાશા કીનારો,
હામ હવે ના રે'તી હૃદયમાં, જાએ ચાલ્યો જોગ સારો રે–મેઘરાજા.
પુત્રો તજી શું જાશો પિતાજી, ઉરે દયાળુ વિચારો,
ભૂખી ભૂમી ને લૂખી લતાઓ, સૂકાતી તેહ સુધારો રે–મેઘ૦
ગાયો ભેંસો ને બળદો બીચારા, પાડે ઘણા પોકારો;
ઘેટાં અજાઓ જોતાં જણાએ, પામે ન પૂરતો ચારો રે. મેઘ૦
વિશ્વપતિને ઝાઝું શું કહીએ, વિનંતિ અમારી સ્વિકારો,
દેવ દયાળુ સોએ જાણોછો, દૂખદરીયેથી તારો રે—મેઘરાજા.
જગતજનોને કીધા પ્રભુ તેં, ક્રોડોગણા ઉપકારો,
બેઉ કરજોડી કેશવ કહે છે, આવી અમોને ઉગારો રે—મેઘ૦

## ગીતિ.

અરજી આ ઉરધારી, દીનદયાળુ રાજાના રાજા,
પધારજો પ્રેમેથી, વગડાવીને નવરંગી વાજાં;
અમાપ સંકટ આજે, આપ ન આવ્યાથી અમને થાએ.
ગાયો જે ગુણવંતી, ખડસાટે ચાટે વેણુ હાયે !
તળાવમાં તરફડતાં, જળવિણુ જળચર પ્રાણી બહુ આજે,
એહ દયા ઉર આણી, વેગે આવો બચાવવા કાજે.
પડતાપર છે પાટુ, મરતા માથે માર ન સહેવાશે,
જો રીસાયા તો તો, દુનીઆં કેરી દુરદશા થાશે;
છોરૂ થાય કછોરૂ, પણ નવ પિતા રોષ કરે કાંઈ,
એવું મનમાં ધારી. મેઘરાયજી આવોને આંહી.

## ભુજંગી છંદ.

પ્રભુ મોકલો વેગથી મેઘરાજા,
અધીરા થઈને જુએ રાહ ઝાઝા;
પુરા પ્રેમ સાથે દયા ઉર લાવો,
સઉ પ્રાણીઓને ક્ષુધાથી બચાવો. ૧
મરે ભુખના દુઃખથી ભેંસ ગાયો,
મહાધોરીને વાયરો એહ વાયો;
કરોડો મળીને કરે પ્રાર્થનાઓ,
સઉ પ્રાણીઓને ક્ષુધાથી બચાવો. ૨

સ્વીકારો હુવે વિનતિ વિશ્વસ્વામી,
તમારા વિના છે ભૂમિ આ નકામી;
બન્યાં ઝાંખરાં તુલ્ય ઘેટાં અજાઓ,
સઉ પ્રાણીઓને ક્ષુધાથી બચાવો. ૩
બળે તાપથી અંગમાં લાહ્ય જાણો;
દુઃખી બાળકોની દયા ઉર આણો;
નથી નીર ખાલી પડ્યાં છે તળાવો,
સઉ પ્રાણીઓને ક્ષુધાથી બચાવો. ૪
ભમે માનવી ભીખ માટે હજારો,
રડે તેમને જોઇ થાએ ધ્રુજારો;
ત્વરાથી કૃપાળુ તમે આંહિ આવો,
સઉ પ્રાણીઓને ક્ષુધાથી બચાવો. ૫

## દોહરો.

રાજા રાણાઓ અને, ગરાસીઆ ગુણવાન;
શેઠો શાણા ભૂલીયા, મેઘરાય વિણ ભાન.

## મનહર છંદ.

વો'રા, કાછીયા, સુતાર લુહાર ને ધોબી માળી,
દરજી, તંબોળી, કોળી મેઘને સંભારે છે;
સોની, મોચી, ભવૈયાને, ગવૈયા ગાણું ગાનારા,

વહીવંચા સંચાવાળા જીવ બહુ બાળે છે;
પંચોળી ને ભાવસાર કણબી કડીયા ઘાંચી,
વાણિયા વિવિધ રીતે પોતે મન વાળે છે,
બ્રાહ્મણ ને ભાટ લોક થોકેથોક શોક કરી,
મેઘરાય તુજવિણ જીવવું ધિક્કારે છે.
કંદોઇ ને કણશારા, મરેઠા ને મારવાડી,
રાવળ અને રબારી, ચાહે રૂડી રીતથી,
વિગેરે ઘણીક નાત અહોનિશ યાદ કરે;
નિહાળે ગગન ભણી, સઉ એક ચિતથી,
ગામને નગરઘણા, ઝંખતાં જણાય આજ,
દીલગીરી ઉર ધરી માગે મેઘ ગીતથી,
એથી આ અરજ સુણી દયા ઉર આણો હવે,
કરજોડી કહે સઉ પધારોને પ્રીતથી.

## દોહરા.

કલેશ કરે મનમાં અતિ, માનવ ઠામે ઠામ;
સૃષ્ટિમાં વૃષ્ટિ તણી, બૂમો ગામેગામ.
કલકત્તા, કાશી અને, કોટા કો'લાપુર;
મારવાડના લોક પણ, દીલગીર થયા જરૂર.
ઘોઘા શોકાતુર છે, ગોંડળ છે પણ તેમ;
કોપ કર્યો શું કારણે, લાવ હવે તું રે'મ.
ભાવનગર ને ભૂમલી, વીજાપુર વઢવાણ;

ઠભોઇ, જંબુસર અને, વડાદરા પણ જાણુ.
પાટણ, મે'સાણુા ભણી, ઝંખે છે દિ–રાત;
પેથાપુર અને કડી, કલોલ પણ એ વાત.
મૈ'સુર ને મદ્રાસમાં, ઢારો મરે અપાર;
ગોવા ને મલબારના, લોકો કહે ઉગાર.
નડીયાદ નાંદોદ ને, નાગપુર નાશિક;
ત્રંબક, પંઢળપુરના, કહે થયું નહી ઠીક.
ચિતોડગઢ ને ગોધરા, લુણાવાડા નેટ;
કપડવંજ ને ઠાસરા, આણુંદ ને ઉમરેઠ;
ગામ શે'ર બાકી ઘણાં, લખતાં નાવે પાર,
અરજી આખા હિંદની, મેઘરાય ઉરધાર.

## લલીત છંદ.

અરર ઓ પ્રભુ આમ શું કર્યું, હ્રદય રોષથી કેમ તેં ભર્યું,
પરમ પ્રેમની રે'મ શું ખસી, હ્રદયની દયા કયાં જઈ વસી;
ઝડપ જેઠમાં તેં કરી ખરી, પણ પછી તને જોયો ના ફરી,
અધિક કેર તેં કેમ આદર્યો, સહન શી રીતે તે જશે કર્યો.
ગગન મંડળે વાદળાં કરે, પલકમાં પછી તેજ ત્યાં ધરે,
વરસીઓ કહી કયાં જતો રહ્યો, ટળવળે અહિં ક્રુર શું થયો;
દીનજનો તણી રોજીયો ગઈ, ફીકર ઉરમાં ચાલતી થઈ,
શીર ધરી ફરે કાષ્ટ ભારીઓ, પણ નડે બહુ મોંઘવારીઓ.
ટળેવળે ઘણી ગાય ભૂખથી, મરણ પામશે એહ દુખથી,

કડબનું હવે નામ ના મળે, રૂદન તે વિના રાયકા કરે;
બળદ બાપડા ઝાંખરાં થયા, મુખ દયામણે માગતા રહ્યા,
તમર આવતાં જાય છે પડી, થઈ ગઈ બધી શામ ચામડી.
સઉ તળાવમાં શંખલા ઉડે, જળવિના મીનો તાપથી બળે,
જળચરો બળી ખાખ થૈ ગયાં, રણ સમું દીસે છે હવે તિહાં,
કંઈ જણે કુવા ચાલતા કર્યા, પણ સરોવરો જાય શે ભર્યા,
અધીક તાપથી તાપણી થઇ, સરવ વાવણી ધૂળમાં ગઇ.
અન ઉગાડતાં બી બળી ગયું, રણ રહ્યું શીરે દુઃખ એ થયું,
ઉજડ ભાસતાં ખેતરો હવે, કરડવા કરે એ અનુભવે;
ખચીંત ખેડુતો બા'વરા ફરે, ફીકર ઢોરની ઉરમાં ધરે,
જન જનાવરો ઝંખતાં રહ્યાં, તરત તે'મની, લાવ તું દયા.
નવનવાં થતાં કષ્ટ ક્યાં અતિ, રહી ન સુખની આશ પા રતી.
જન રૂડા મળી માગવા ફરે, રજનીએ ઘણા વેશ આદરે;
કવણને નમી પ્રેમથી અતિ, કરગરી કહે ઓરવા નથી,
અમતણા પિતા જાણશું અમે, ધરમ રોટલો આપજો તમે;
કરમ આ નડે તેમને ક્યાં, ચતુરમાસના માસ બે ગયા.
જળસ્થળે જઈ દે વધામણાં, વિવિધ આખડી રાખતા ઘણા;
નગર બા'ર જૈ જ્યાફતો કરી, કરગરી કહ્યું આવ તું હરી,
પણ દયાનિધિ જાય શું ખસ્યો, ઉર દયા તજી ક્યાં જઇ વસ્યો.
કર ક્ષમા પ્રભુ પાય લાગીએ, અરજ ઉચરી મેઘ માગીએ.

## માલિની છંદ.

અરરર અરરર આજે, હિંદમાં શું થયું આ,
જરૂર જરૂર માર્યો, મેઘરાયે પૂરો ઘા;
સરરર સરરર સામો, આવતો કાળ દીસે,
કરરર કરરર કાપી, કાળજું દંત પીસે.
ભડ ભડ ભડ જ્વાળા લાગતી અંગ માંહે,
તડ તડ તડ તેવા. તાપથી જીવ જાએ;
રડી રડી રડી રંકો, આંખ આંસુ ભરે છે,
ઘડી ઘડી ઘરમાંહે, ભાન ભૂલી ફરે છે;
નહિ નહિ નહિ ભાગે, ભૂખ કોથી અમારી,
અહિં અહિં અહિં આવો, વિનતિ ઉર ધારી.

(રાગ સધદાના ગાયનનો.)

વેગે મેઘરાજ પધારો રે, આવ્યો મરવાનો આરો રે. ટેક.
ઘાસ વિનાની ગાયો ઝૂરે છે, ધોરીના ધ્રુજે પાય,
ભેંસો, ઘોડાંને, ઘેટાં, અજાઓ, પામે અતિ દુઃખ હાય!
પાડે દિ–રાત પોકારો રે, આવ્યો. ૧
આપ વિના એ દીન હજારો, વેચાતાં ઠામે ઠામ;
દેખીને દીલે થાય ધ્રુજારો, જાય કસાઈને ધામ;
આવીને નાથ ઉગારો રે, આવ્યો. ૨
આકાશમાં ઉજાસ દીસે ને, ખુટયાં સરોવર નીર;
કેનું કઠણુ હોય કાળજું એવું, ધારી શકે ત્યાં ધીર;
એવો શો દોષ અમારો રે, આવ્યો. ૩

તાપની લાહ્યથી જળચરજીવો, તરફડી મરતાં ત્યાંય;
પંખીની આંખોથી આંસુ પડે તે, જોતાં અતિ દુઃખ થાય;
દયાળુ દેવ વિચારો રે, આવ્યો. ૪

માનવ ચિંતાતુર ફરે ને, ધરતા તા'રૂ ધ્યાન;
બંદગી દા'ડી રાત કરે છે, હિંદુને મૂસલમાન.
વિનંતી તેહ સ્વીકારો રે, આવ્યો. ૫

મેઘવિનાની ભૂખી ભૂમી, ભાળતાં ખાવા ધાય;
માનવનાં મુખ જોતાંની સાથે, કંપવા લાગે કાય;
ગયો ધોરી માસ અસાડો રે, આવ્યો. ૬
ખાલી ખોખું હિંદ થયું છે, છપ્પન સાલથી જાણ;
મરતા માથે માર પડયો તો, મંડાશે મો'કાણ,
દુખીદરીએથી તારો રે, આવ્યો. ૭

દોષ કદી અમ હોય તથાપિ, રોષ તજો રાજન;
હોશ અમારા ઉડી ગયા છે, લેશ ન ધીરજ મન,
કરૂણા કેમ ન ધારો રે, આવ્યો. ૮

દીવાસે દેવાળું કાઢયું ને, બાળ્યાં બળેવે ખાસ;
ભાદરવો જો ભાળ્યો હવે તો, થાશે અતિશય ત્રાસ;
બળે અમ ઉર તે ઠારો રે, આવ્યો. ૯
જીવનદોરી નાથ અમારી, છે તમ હાથ જરૂર,
દુઃખ દીનોનું ઉરમાં આણો, છેક ન થાશો ક્રુર;
નમે તમપાય હજારો રે, આવ્યો. ૧૦

## ( રાગ ધીરાના પદનો. )

મોંઘા મેઘ માનો રે જગતના રાજા તમે;
હયા ઉર આણો રે આશા રાખી બેઠા અમે. ટેક.
દોષ અમારા હોય તથાપિ, રોષ ન ધરશો લેશ,
દીનદયાળુ દેવ તમારૂં. સ્મરણ કરીએ હમેશ;
દુઃખી બાળ દેખી રે, આવો પ્રભુ આવા સમે. મોંઘા. ૧
માહરાજાના મુગટ સાચા, જીવનના આધાર,
વેદ વખાણે મોટા માને, કોઈ ન પામ્યા તમ પાર;
મેઘ મેઘ ભાખી રે, બેઉ કરજોડી નમે. મોંઘા. ૨
છપ્પનકેરી થપ્પડ સૌને સાલે શીરમાં હાલ,
બાર વરસમાં પાક ન પૂરો પાકયો એકે સાલ;
કાંણી કોઠી કીધી રે, દાણા કાઢી કયાંથી જમે. મોંઘા. ૩
ખેતર ખોયાં ઢોર ગમાવ્યાં, ઠામ ન રે'વા માટ,
સાફ કર્યુંતું છપ્પનકાળે, વેચી ઘરનો કાટ;
જેવા જોગી તેવા રે, થયાઘણા છે આ સમે. મોંઘા. ૪
સુખનો સાગર સૌએ જાણે, આ દુનીઆની માંહ્ય,
સ્વર્ગ વિષે પણ શ્રેષ્ટ ગણાઓ, જ્યાં જ્યાં છે તમ છાંય;
ત્યાં ત્યાં સુખ સારૂ રે, તમે ન ત્યાં દુઃખો દમે. મોંઘા. ૫
દીનજનો ને ગાયો દયાથી, રોષ તજો રાજન,
આપ વિના સૌ જળચર જુવો તરફરી તજતાં તન;
તેની વા'રે ધાજો રે, મો'ત હવે માથે ભમે. મોંઘા. ૬

( સુણ સટોરીયા, સટ્ટાના કુસંગે બટ્ટા લાગશે. ) એ રાગ.

ઓ જગતપતી, કર કરૂણા તુ ચોમાસુ વહિ જાય છે,
સૂણ અરજી આ, મેઘ વિનાની દુનિયાં દુખી થાય છે, ટેક.

ગાયોને ઘાસ નથી મળતુ, બળદોનું ઉર રહે બળતુ;
ભેંસોનુ અંગ દીસે ગળતુ—ઓ જગતપતિ.
ઉંટોની ઉંડી ગઈ આંખો, ઘોડાનો રંગ થયો ઝાંખો;
પક્ષી ભાગી બેઠાં પાંખો, ઓ જગતપતિ.
બકરાં ભૂખે બેઠાં હેઠાં, પાણી પાણી ઝંખે ઘેટાં,
દુખીયાં બીજાં બહુએ દીઠાં, ઓ જગતપતિ.
ઠગચોર તણી વાતો ચાલી, ગપગોળા ગડગડતા ભાળી;
માનવ મુખથી ઉડતી લાલી, ઓ જગતપતિ.

ચઢતા દિન પરદિન ભાવ અતિ, ધુળધાણી થાય હવે ખેતી;
ધીરજ મનમાંહ્ય નથી રે'તી, ઓ જગતપતિ,
આંખે આંસુ ખરતાં આજે, ભૂખ્યું ઉદર ભરવા કાજે,
દુખનું વાદળ શીરપર ગાજે, ઓ જગતપતિ,
મરતાં મીન આજ તળાવમહિં, તરફડતાં તે જોવાય નહિં;
વરડા ખોદે શું થાય તહિં, ઓ જગતપતિ,

છિતરીઆ છિ છપના કાળે, તે ઝાળ હજી સૌને બાળે;
અડસઠ તેનો કાકો ભાળે, ઓ જગતપતિ.
અરજી અમ નાથ ઉરે ધરજો, કરૂણાનિધી વૃષ્ટિ કરજો;
નદી, ને'ર, સરોવરને ભરજો. ઓ જગતપતિ.

# સોરઠા.

" તા. ૧૩-૮-૧૯૧૧ ના ગુજરાતી પંચમાંથી.

લ્યો ન ધ્યાન લગાર, મન કીધું કાં સાંકડુ ?
ઘણા કરે પોકાર, ત્હારા માટે મેહૂલા.
દાદ દીઓ દરીયાવ, જઈ ફરીયાદી કયાં કરૂં ?
દ્યો લેવા જન લ્હાવ, વર્શી વ્હાલા મેહૂલા.
છપ્પનનો જે ઘાવ, રૂઝયો ન દીલનો હજી !
વરસે અશ્રુશ્રાવ, યાદ આવતાં મેહૂલા. ૧
તુજ ઉપર આધાર, પશુ, પક્ષિ ને જન તણો;
કરે સહુ કીલકાર, ત્હારા આવે મેહૂલા.
આવીને આકાશ, વાદળ આશા આપતાં;
અનિલ કરતો નાશ, તર્તજ આવી મેહૂલા.
છે ન જરીએ ઘાંસ, જીવન જે ઢારો તણું;
કાંઈ કરો મન કયાસ, જીવે કેમ એ મેહૂલા ? ૨
જુવે ઝાઝી વાટ, આજ કાલમાં આવશે;
પ્રતિદિન વધે ઉચાટ, તોય ન આવે મેહૂલા.
ખાશે શું દીન દિન, ભૂખે કાં લગી જીવશે ?
હ્રદય થાએ ખીન્ન, વિચારતાં એ મેહૂલા !
ઉચાટને કર દૂર, ઉકળેલુ દીલ શાન્ત કર;
વરસીને ભરપૂર, શીતળ કર "મન મેહૂલા. ૩

એન. સી. પરીખ.—પાટણ.

# ગૌરક્ષા કરવા સજ્જનોને વિનંતિ.

[ ગોપીચંદ લડકા ] એ રાગ.

ગાયો ન હોત તો, પામત કયાંથી રે એવી વસ્તુઓ ટેક.
દહીં, ઘૃત, દૂધપાક, જલેબી, બાસૂદી બળદાર; (૨)
પેંડા, બરફી, મનહર મૈ'સુર, મોહનથાળ શ્રીકાર. ગાયો. ૧
મોતીચુર, દળ, હલવો, ઘેબર, ગુંદવડાં ગૂલજાર; (૨)
લાડૂ, પૂરી, ને પકવાનો, મગદળ મા' સૂખકાર. ગાયો. ૨
બાજરી, ઘઉં ને ગવાર ચોખા, મગ, તલ, અળશી તેલ;(૨)
એરંડી, બંટી, મઠ, ચોળા, વાલ, અડદ પકવેલ. ગાયો. ૩
તુર, મસુર, મકાઇ, બાવટો, ધાનની રેલમછેલ; (૨)
જુવાર, ખસખસ અને ખોપરાં, તલમાનું જે તેલ. ગાયો. ૪
સરસ કડબ ને સુંદીર સાંઠા, શેરડી, ગોળ, કપાસ; (૨)
કુણુ કણુસલે, ચણા, પોપટા, શીંગો અધિકુ ઘાસ, ગાયો. ૫
ટેટી મગફળીઓ કોઠીંબા, મન માની મીઠાસ; (૨)
અનાર, કાજુ, અને એલચી, બદામ મેવા ખાસ. ગાયો. ૬
ભીંડા, તાંદળજો, મેથીને, કારેલાં વંત્યાક; (૨)
કોળું, મૂળા, અને મોઘરી, કોબી, ચોંભડાં શાક. ગાયો. ૭
ધાણા, જીરૂ, હળધર, મરચાં, કોકમ ને કોથમીર; (૨)
હીંગ, લવીંગ, અને તજ તીખાં, તંબાકુ તપખીર. ગાયો. ૮
આદુ, લીંબુ, રાઇ, લસણુની, મનમાની તતબીર; (૨)
કેળા, કંકોડાં પંડોળાં, પરવર ખાય અમીર. ગાયો. ૯

જામફળો ને રામફળો બહુ; સીતાફળ, અનનાસ; (૨)
પપૈયાને બોર સંતરાં, મોસંબી મુખવાસ. ગાયો. ૧૦
દ્રાખ, પનસ, પસ્તાં, ચારોળી, ને ખુબ ખજુર મીઠાસ; (૨)
જલદ જાયફળ, જાવંત્રીને, કેસરની શુભવાસ. ગાયો. ૧૧
ડોલર, ચંપો, અને મોગરો, ગુલદાઉદી ગુજાર; (૨)
કણેર, હીરપણુ, મરવો મોંઘો, જાસુ જે જળદાર. ગાયો. ૧૨
સંઘેસરો ને ખાસ સરગવો, કમળ પુષ્પ કળીદાર; (૨)
ગુલાબ ગોટા ફુલ પાંખડી, સૌ જનને સુખકાર; ગાયો. ૧૩
અંગરખુ ને ધોતી, પાઘડી, દુપટ્ટાના કોડ; (૨)
કુડતું કબજો, કોટ પાટલૂન, મન વાંચ્છીત મરોડ. ગાયો.૧૪
શાલ, દુશાલા, તળાઈ, ગોદડી, પગે બૂટની જોડ; (૨)
નવરંગી વસ્ત્રો મા' ભૂલાં, ને ઉપયોગી છોડ ગાયો. ૧૫
દરદ મટાડણ દવા દૂધ ઘી, થકી થાય તૈયાર; (૨)
અર્કબને અવધી દુઃખ ટાળણુ, જગજનને સૂખકાર.ગાયો૧૬
તેલ અને અત્તર સુવાસી, રોગ સઉ હણુનાર; (૨)
ઔષધિ આ અવની માંહે મળતી અતિ શ્રીકાર. ગાયો. ૧૭

**(ગૌરક્ષા પ્રચારકમાસિકમાંથી.)**



# શૉક્યોના ઝગડા

અને

# પતિનો પસ્તાવો

( કિંમત એક આનો ) પોસ્ટેજ જુદું.

ઉપરના નામનું અતિ ઉપયોગી અને ગમ્મતની સાથે જ્ઞાન આપે તેવું રોયલ સોળ પેજી બે ફરમાનું એક રમુજી પુસ્તક અમારી તરફથી થોડા દિવસ થયાં બહાર પાડવામાં આવ્યું છે. માટે જે સજ્જનોને મંગાવવા મરજી હોય તેમણે નીચેને શિરનામે લખી મંગાવવા કૃપા કરવી.

( બક્ષીસ તરીકે વહેંચવા માટે આ પુસ્તકની સામટી પચાસ અગર તેથી વધુ નકલો મંગાવનારને અડધી કીંમતે આપવામાં આવશે. )

લી. સેવક.

કેશવલાલ જમનાદાસ પાલખીવાળા.

ઠે. લુણસાવાડે મ્હોટીપોળ ઘર નંબર ૩૮૬૪,

અમદાવાદ.